# માતબર--માન ભીખારી.

પ્રથમ સંગ.

લેખક,

માસ્તર પાગલ.

પ્રત ૧૦૦૦

મુલ્ય ત્રણ આના.

સને ૧૯૧૯

વિનોદ—'શરીરે સુખી તો સુખી સર્વ વાતે"
...રે ઓળખવામાંજ સમાયલું છે.

જગમોહન—મી. વિનોદ, તમે અજાણ્યા છો એટલે મુંબઇથી કંટાળો છો, કેમ?

વિનોદ—શું કરૂં? હું તો મુંબઇના લૉજોના હલકા ખોરાકથી હેરાન! હેરાન! થઇ ગયો, પરન્તુ ભાઈ, તમે તો એકજ લૉજમાં ઘણાંક વખતથી રહો છો, છતાં આરોગ્યતા કેમ જાળવી શકયા છો?

જગમોહન—ભાઇ, હું એ પહેલાં તો કંટાળી ગયો હતો, પણ છેલ્લા આઠેક મહીના થયાં આરોગ્યતાનું સર્વોપરી સાધન હાથ લાગ્યું છે.

વિનોદ—મી. જગમોહનદાસ. કૃપા કરી મ્હને પણ તે બતાવો.

જગમોહન—લખી લ્યો, તમારી નોંધ-પોથીમાં

# ધી નેશનલ હિન્દુ લૉજ.

સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ.

વિનોદ—"થેન્ક યુ." (હસ્ત મીલન કરતાં બન્ને મિત્રો વિદાય.)

# સમર્પણ પત્ર.

—:૦:—

દેવી વીરમતિ,

"જીવન-ઉદ્દેશ, જગતમાં જન્મી મોજ માણવી એ નથી." એ આપનો મહામંત્ર ત્રિવેણી સંગમપરના અણમોલ સમયે મ્હને જણાવેલો, સદા સ્મરણ રહે એવી સુદૃઢ ભાવનાએ આપનું નામ આ ન્હાનકડા સંગ સાથે જોડું છું.

લી૦ આપનોજ,

પાગલ.

# ઉપલક્ષ્ય.

——:o:——

મ્હારા જીવન સંગ–પ્રસંગમાંનાં અનેક અવનવા સંગોની એક ક્હાણી રૂપે

## માતબર–માન ભીખારી,

### પ્રથમ સંગ.

આધુનિક નવીન આન્દોલનમાં કંઇક સહેતુક નિવડે, એજ પ્રબળેચ્છા પાર, ફલીભૂત થયે ઉક્ત નામક દ્વિતીય સંગ જલદીથી બ્હાર પાડવા પ્રયાસ આદરીશ.

લી૦ પાગલ.

# માતબર--માન ભીખારી.

## પ્રથમ-સંગ.

( ૧ )

" અક્ષય, હવે તો ત્હારે આ ધંધો છોડી દેવો જોઇએ. જરા આ ત્હારી વૃદ્ધ માતાના કરચલીઆળા મુખ તરફ જો, આ ત્હારે આધીન્ નાગોડીઆ દુધમલ્લ બન્ધુઓ તરફ જો, ત્હારી પછવાડે આ ત્હારી વહુ અને ત્હારે બાળકો પણ થશે; તે એવા મોટા પરિવાર તરફ જો. ભાઇ, આ ત્હારો લેખકનો ધંધો છોડી અન્ય કોઇ ધંધો લે તો ઠીક. આમાં ત્હને શી પ્રાપ્તિ છે? હું બેઠો છું ત્યાં સુધી તો ઢસરડા તાણી આપણું ગુજરાન ચલાવીશ, પણ મ્હારી પછી ત્હમારૂં શું થશે, ત્હેની મ્હને ચિન્તા થાય છે. શું આ ત્હારો ઘરડો બાપ સુખે મરી પણ નહિ શકે ?" એક વૃદ્ધ જણાતા પુરૂષે ઉધરસ, બગાસાં ખાતાં ઘડી ઘડીમાં છીકણીની ચપટી સુંઘતાં ખોખરા અવાજે કહ્યું.

"બાપુ, એ સાચું છે કે અત્યાર સુધી તો મ્હને મ્હારા કાર્યમાં નિષ્ફલતાજ મળી છે, પણ મ્હને હવે એમ જણાય છે કે જરા ધૈર્યથી જો આ પ્રાપ્ત મુશીબતો સહન કરી લઇશ તો થોડાજ-અલ્પ સમયમાં હું

સફલતાને પામીશ." અક્ષયે ધીમેથી પરન્તુ દઢતા પૂર્વક ઉત્તર આપ્યો.

"અરેરે અક્ષય! હવે તો સ્હમજે તો સારૂં, તું ત્હારી આ લત નહીજ છોડે? દીકરા છતાં દુર્ભાગી બાપને તો ઢસરડા તાણવાનાજ રહયા. મ્હને બહુ બહુ આશાઓ હતી. દીકરો મોટો થશે, મ્હારે માથેથી કામ ઉતરશે, હું કાશી પ્રયાગમાં જઇ પ્રભુ સ્મરણ કરીશ. અક્ષય કંઈ સ્હમજ અને આ બુઢ્ઢા બાપને ધુંસરીમાંથી છુટો કર"

"ભલે બાપુ, હું તેમ કરીશ માત્ર એક માસ આમને આમ મ્હારા માટે કૃપા કરી સહી લ્યો. જુઓ, મ્હારા લેખો વાંચકવર્ગને વાંચવા બહુ ગમે છે. મ્હારા લેખો માટે કેટલાક માસિકોના વિદ્વાન તંત્રીઓએ ત્હેમની પ્રાસાંગિક નોંધમાં સારા અભિપ્રાયો પ્રગટ કરેલા છે. મ્હારૂં એક પુસ્તક છાપખાનામાં છે. બાપુ, મ્હને લાગે છે કે તેથી હું ઠીક ઉત્પન્ન કરી શકીશ. શું મ્હારે માટે એક મહીનો પણ ત્હમે નહિ થોભી શકો?" અક્ષયે ગદ્ગદિત કંઠે પ્રાર્થના કરી. ત્હેના પિતાનો નીકળેલો બોલ તે ઉપાડી લેતો. પિતાને કોઇ પણ રીતે તે ઓછું આવવા દેતો નહિ. તે ત્હેના બાપને દેવસમાનજ માનતો હતો. ત્હેના પિતાની પણ એના ઉપર પ્રિતિ હતી. અક્ષયની સર-

લતાથી આખું કુટુંબ ત્હેને વશ વર્તતું. પોતાના પિતાને આટલું પણ કહેવું રૂચ્યું તો નહિ. પુત્રના દીન વદનથી પિતાનું હૃદય પીગળ્યું છતાં, તે એકના બે ના થયા અને બોલ્યા.

" ના અક્ષય, હવે તો તું નોકરીજ લે, તેમાં તું ફાવીશ. આ થયેલી છેલ્લી ચોરીથી આપણે તદ્દન નિર્ધન થઇ ગયા છીએ. બેટા, જો મ્હારી પાસે થોડા પણ પૈસા હોત તો હું ત્હને આટલું કદી ના કહેત." પિતાએ અક્ષયને પોતાની નિર્ધન સ્થિતિનું ભાન કરાવ્યું. અક્ષય નિરૂત્તર રહ્યો, માત્ર નીચુંજ જોઇ રહ્યો.

" કેમ અક્ષય, ત્યારે તું નહિજ માનેને ? વારૂ ભાઈ, મ્હારા નસીબનો દોષ, તેમાં ત્હારો કે કોઇનો વાંક નથી. નહિ તો આ દેવ જેવો દીકરો આમ વૃદ્ધ પિતાની આપદાઓ સાંભળતો શાન્ત કેમ બેસી રહે ! "

" બાપુ, અત્યારે મ્હને નોકરી પણ કયાં મળશે ! હું નોકરીની શોધમાં હવેથી રહીશ, અને જ્યાં મળશે ત્યાં રહી જઇશ. ત્હમે ન કચવાઓ, ત્હમે કહોછો તેમજ કરીશ." અક્ષયે જણાવ્યું.

અક્ષયે નોકરી પ્રાપ્ત કરવા ઘણાં વલખાં માર્યાં પણ બીચારા ઉદાર વિચારના લેખકની કદર જે વિદ્વાનોમાં થતી

---

હતી, તે કેટલાક તુન્ડ સ્વભાવી શેઠરૂપ ગણાતા સેતાનોમાં કે બીજી એવીજ કેટલીક પેઢીઓમાં જ્યાં ગરીબોની ગરદન-પર છુરીઓ ચલાવવામાં આવે છે તેવા વચન-ભંગના અગ્રગણ્યમાં અક્ષયની કદર ના બુઝાઈ.

ગરીબીના દુઃખથી પીડાતો પિતા, પુત્રને કયાંઇ નોકરી નહિ મળવાથી મુંઝાઈ ગયો. ભવિષ્યમાં ત્હેના મૃત્યુ પછી મોટા કુટુંબનું શું થશે, એ ચિન્તાએ તે બહુજ દુઃખી થયો. પુત્રને કંઇપણ નાની મોટી નોકરી અપાવવાને હવે તે બહુ મહેનત લેવા લાગ્યો. અક્ષયને ફરી ફરી ટોકીને કહેતો, તેથી તે બીચારો પણ બહુ મુંઝાતો હતો. આશા-ભર્યો ઓફીસો અને પેઢીઓપર જતો હતો અને જ્યાં ત્યાંથી 'નોવેકેન્સીના' પાટીઆં જોઇ નિરાશ થઇ પાછો ફરતો.

( ૨ )

રાત્રિના દશેક વાગ્યા હતા, પણ અક્ષયે ખાધું નહોતું. ટેબલ ઉપર પડેલા કાગળો બારીમાંથી આવતા પવનના સપાટાથી ઉડતા હતા. ખુરશી ઉપર પડયો પડયો દુઃખી નિર્ધન લેખક કપાળે પેનસીલ અડકાડી વિચાર-વમળમાં ગોથાં ખાતો હતો. મ્હોઢું ફીક્કું હતું, ગાલ બેસી ગયા હતા, છતાં સૌંદર્ય ઘટયું નહોતું.

બહુજ ધીમેથી એક તરૂણ સ્ત્રીએ તે ઓરડામાં

પ્રવેશ કર્યો. તે અક્ષયની પત્નિ હતી. ટેબલની નજીક જતાં તે સ્ત્રીએ ઘણીજ નમ્રતાથી પુછ્યું.

"વ્હાલા, ત્હમે આ વિચારો કરવાનું નહિજ છોડી દ્યો ? ત્હમારા શરીર સ્હામું તો જરા જુઓ, કેવું હતું અને કેવું થઈ ગયુ ? મ્હારા સમ જરા નજર તો કરો, શું હું ત્હમને વ્હાલી નથી ?"

અક્ષયે આમાંનું કશું સાંભળ્યું નહોતું, ત્હેણે ઉંચું માથું કરી શાન્તિ સ્હામું જોયું. તે સ્વસ્થ થઇ બેઠો છતાં જાણે ઘેનમાંજ ના હોય એમ બોલ્યો.

"હેં ! વ્હાલી શાન્તિ, એ શું કહ્યું ?"

"બીજું કંઈજ નહિ. મ્હારા અક્ષય, મત્ર શાન્ત થાવ, આ ચિન્તાથી ત્હમારૂં શરીર અરધું થઇ ગયું છે તે તો જુઓ."

"અહો ! નિર્ધનતા એ શ્રાપ છે,
એમ હું આજેજ સ્હમજ્યો."
"ગરીબાઈ એ મોટું દુઃખ નથી
એ પણ સાથેજ સ્હમજજો."

"શાન્તિ ! શું મ્હારામાં યોગ્યતા નથી. એ વાત સાચી છે ? ખરૂં કહેજે, ત્હને મ્હારા સમ છે. શાન્તિ, જગતના કોઈ માણસમાં મ્હને વિશ્વાસ ન હોય ત્યારે

ઓ મ્હારા હૃદય! ત્હારામાં તો હોયજ. તું જે કહે છે તે સાચું કહે છે. અરે મ્હારા નેત્રમણી! મ્હને યોગ્ય માર્ગે દોર. પ્રભુની ઓ પ્રિયતમ પુત્રી! પભુના સોગન છે જો કંઇ છુપાવે તો."

"અક્ષય, આ સોગન શાને? ત્હમારા સમ નહિ, પ્રભુના સમ ના દયો. ઓ મ્હારા નાથ! હું તો ત્હમારી રંક સેવિકા છું. ત્હમારી આજ્ઞા ના પાળું તો ઘોર નર્કમાં પડું. સત્ય શું હું ત્હમારાથી છુપાવીશ?"

"ત્યારે ખરૂં કહે, મ્હને નોકરી મળતી નથી તેનું કારણ મ્હારી નાલાયકીજ છેને?"

"યોગ્યતા, એ તો પ્રાણી માત્રમાં સ્વભાવતઃ હોય છેજ. તો મ્હારા વ્હાલા અક્ષય! ત્હમારા પ્રકાશીત ઉજ્વલ આત્મામાં કેમ ન હોય? ત્હમારૂં હૃદય, વ્હાલા ત્હમારૂં દીલ, દેશ-દાઝ માટે છે. નથી કંઇ આ નાનકડા ઘરમાં કે નાની નાની કોઠીઓ યા મોટી મોટી કેટલીક પેઢીઓમાં થતાં કાળાં ધોળાં કૃત્યો માટે, જ્યાં વ્યાપારી કુનેહનો મુદ્રાલેખ બહુધા એજ નિર્માણતાને અવલંબેલો હોય છે:-પોતાનાથી ઉતરતા, બરોબરીઆ કે પછી ચડતા દરજ્જાવાળાઓ પ્રાપંચિક જાળમાં કેમ ફસાય અને અંતે તેમાં તેમની સ્વાર્થ-સાધના કયે પ્રકારે બર આવી ગણાય, એવા

---

દુરાત્માઓથી તમારો આત્મા દુર, હજારઘણો દુર રહેલો છે અને તેટલાજ માટે પ્રભુ તરફની આ એક નિર્જીવ પરન્તુ દ્રઢત્વ પારખવાની કીમતી કસોટી છે. ત્હમારૂં હૃદય પ્રતિપળે અજીવ–કાગળોપર રસ ટપકાવી તહેને સજીવ બનાવવા તલ્પે છે. ત્હમે પુર્ણ યોગ્ય છો, પણ મ્હેં કહ્યું તેજ કાર્યાર્થે, પરન્તુ ત્હમે મ્હને એક વખતે કહેતા હતા કે હું અત્રેના એક ઔદાર્ય નિપુણ અગ્રગણ્ય લોકરક્ષી, શ્રીમંત શેઠને ત્યાં જવાનો છું, તો ત્યાં જઇ આવ્યા ?"

" હા, પરન્તુ પ્રિયે, હું શું કહું ? આશાભર્યે હૃદયે ગયો હતો, આવ્યો છું આશા–ભંગ દશાએ."

" તે કેમ ! મ્હને જણાવવામાં શું ત્હમારૂં દીલ દાઝે છે ? "

"હૃદયેશ્વરી, ત્હને શું જણાવું ? તે કહેવામાં કીંચિત હરકત નથી. ત્હને આજકાલ એતો ખબર છે કે **જીવન હકકના** મંત્રથી હિન્દુસ્થાનનું વાતાવરણ ગાજી રહ્યું છે અને તેજ અણમોલ મંત્રનો ઉપાસક થવા હું પણ લલચાઉં છું. પરન્તુ મ્હેં તો જોયુ. અનુભવ્યું, જાતિ–પરિચયી થયો, આખરે સ્હમજાયું કે એવા તો વિરલજ ઉત્પન્ન થશે કેઃ—

**'જીવન જયોતિ ઝગાવાને જહરવ્રતમાં ઝુકાવે તે,**
**પ્રતિજ્ઞાઓ પળાવાને, જહરવ્રતમાં ઝુકાવે તે,'**

---

એડ્રુસ બીલ્ડીંગમાં ડો. કે. આર. આમાટ બંધ કરે છે.

મ્હારા તે પરિચિત પ્રયાસમાં ઉપાલંભ, બાહ્ય આડમ્બર અને નકલી જીવન સેવતા કેટલાક લક્ષ્મિદાસો, બહુ માનાભિલાષિઓ, અને લોકનાયક થનારા જીવન-માર્ગના ઉલટા પાટાપર જતાઃ અંધશ્રદ્ધાળુઓથી માન-ભિક્ષા ગ્રાહ્ય કરતા જણાયા. ઘણીક મહાન સભાઓમાં મને હાજર રહેવાનું માન હું સમજતો હોવાથી જ્યારે સભાઓ ભરાતી તે વખતે ચોક્કસ વખતસર સૌથી પહેલાંજ સભા સ્થાનકે ફેરા માર્યા કરતો. સભાસ્થાનપર અગણત્રીમાં લોક-સમુહ જામતો, ત્યાં સભા-વાઘકોની પધરામણીનો સમય, બહુ મૂલ્ય સમય અંકાતો. પા કલાક સુધી અખંડ તાલીનાદથી ત્હેમને લોક-સમુહ સત્કારતો. નિર્મિત મંત્રણાઓપર સભા-વાઘકો જીગર-તોડ વક્તૃત્વતા વાપરતા આથી લોકો પણ ત્હેમની વાક્સૌંદર્યતામાં મશગુલ બનતાં અને હું પણ તે તન્મયતાને પામતો.

રાત્રીના ઘોર અંધકારને ભેદી પ્રકાશતા સુર્યરાજ પ્રભાતમાં 'ઉષા'કને સ્વતંત્રતાનાંજ ગીતો લલકારાવતા અને બધાએ હીંદવાસીઓનો હૃદય ધબકારો પરતંત્રતાને પીગળાવી રહ્યો હતો. દુધમલ્લ બાળકો ભીની ભૂમિમાં નાનકડી મુઠીઓનાં પ્રહારથી માટીની બનાવેલી પરતંત્રતાની પ્રતિકૃતિને ભાંગતા સ્વચ્છંદપણે ખેલી રહ્યાં હતાં.

---

એવા સુરમ્યત્તમ, શોભાપુર્ણ પ્રભાતનું લક્ષણ નિરખતાં મ્હને એમજ ભાસ્યું કે હવે ભારતના ભાગ્ય લલાટેથી પરતંત્રતાની પીયળ ભુંસાતી ચાલી. સમય સાતનો હતો ઘેરથી આશાભર્યે હૃદયે નિકળ્યો હતો. આશા પુર્ણતામાં હું પાછો ઘેર જઇશ કે? એમ મારૂં મન મને પુછતું હતું. જવાબ શું આપું? એમાંજ હું મુંઝાતો હતો. મુંઝાવાનું હતુંજ, કારણ કે મને ઘણાંક બહુ મીઠડાં બોલકાંઓની મુલાકાત માનભરી મળી હતી, ફક્ત અમુક વ્યક્તિ–પરિચયી થવા અધીરો હતો. તેથી તેનાજ વિચારોની સાંકળ સાંધતો સાંધતો અને ઉપર્યુક્ત લીલા નિરખતો નિરખતો મારા નિશ્ચયી સ્થાનપર હું જઇ પહોંચ્યો. મારૂં તે સ્થાન સ્વર્ગિય વિલાસોને ઘડીભર વિસરાવે તેવું રમણિય હતું. પ્રથમ મારી દૃષ્ટિએ ત્યાં પાંચ છ મોટર ગાડીઓ પડેલી જણાઇ, અને ઘણાંક નોકરો–સોફરો જણાયા. નોકરો પૈકી એકને પૂછ્યું.

" **જીવનહક્કવાદી મહાશય** છે ? "

હાનો પ્રત્યુત્તર મળ્યો. મેં ખુશ થતાં મારૂં નામઅંકિત કાર્ડ મોકલાવ્યું.

" થોડુંક થોભવું પડશે. શેઠ પૂજામાં છે. " કાર્ડ લઇ જનારાથી જવાબ મળ્યો. મ્હને હું ભાગ્યશાળી છું એમ ભાસ્યું.

---

એડ્રુસ બીલ્ડીંગમાં ડૉ. કે. આર. આમાટ નાસ્પુદ કરે છે.

ટુંક સમય બાદ મને **જીવનહક્કવાદી મહાશયના** અલભ્ય પ્રત્યક્ષ દર્શનનો લાભ થયો. મ્હેં પેટપુર દર્શન કર્યાં.

"અહીં કયા પ્રસંગે આગમન થયું છે?" મહાશયનું મુખ કમળ-પટ ખુલ્યું, જાણે ફુલડાંજ વેરાયાં.

"કોઇ ખાસ ઇચ્છાબળે નહિ, પરન્તુ:—
"હું ત્હમારૂં કંઇ સાંભળી શકું તેવી સ્થિતિમાં નથી."
પ્રથમ ગ્રાસે મક્ષિકા ગળાઇ.

"હું શું કહીશ તે પહેલાં આ જવાબ?"

"મ્હને જરા પણ ફુરસદ નથી." જીવનહક્કપર દૃઢ થવાની મહાશયે કોશીશ કરી.

"આપ તો જીવનહક્કના હીમાયતી છો અને લોકરક્ષીનો ઝભો આપની ખાંધપર રાખો છો અને આ શું." આશ્ચર્ય સાગરમાં હુ તો ડબકાં ખાવા લાગ્યો.

"પ્લીઝ, ત્હમે બોલતા અટકો. ત્હમારે અત્રેથી ચાલી જવું જોઇએ." **જીવનહક્કવાદીએ** વિનય દાખવ્યો.

હું ગભરાયો, પરંતુ ઘણુંકની સંખ્યામાં ઘડાયેલો હતો, તેથી ફરી બોલ્યો.

"મ્હને અજબ થવાનું સબળ કારણ મળે છે."

---

**દાંતના કોહવાટથી થતા ખાડામાં અસહ્ય દુઃખ**

" એકવાર જણાવ્યું કે હું કંઇજ સાંભળીશ નહિ" **જીવનહક્કવાદી** આત્મનિશ્ચયી થયા.

"ત્યારે લાચાર છું." હવેજ મ્હને હદ ઓળંગવાની ફરજ પડી. "મહાશયજી, હું આપને છેલ્લોજ મળવા આવ્યો, પરંતુ પ્રથમ ઉચ્ચ દરજ્જે છો એજ અંતિમ-પ્રેરણાએ."

"હવે જાઓ તો ઉત્તમ, શું નહિજ જાઓ?"

"હા, હું જાઉંછું અને કહેતો જાઉંછું. બાહુએકના સમાગમથી મ્હને ખાત્રી થઇ છે અને તે પ્રભાવ સાક્ષાતકાર થયો છેઃ—

**'જીગરમાં રાખતા છુરી, મુખે તો બોલતા મીઠું;**
**(અરે) જીગરમાં આગ વરસે છે, નજરથી આજ તે દીઠું.**

હતાશ હૃદયે મ્હેં તે સ્થળ તજ્યું. ઘણાં ઘણાં વિચારોની ઉથલ પાથલ કરતો ગૃહ તરફ પાછો ફર્યો. વ્હાલી શાન્તિ, જગત વિચિત્ર ચિત્રે ચિત્રાયેલું છે તેનું ખરૂં પુરૂં ભાન મ્હને થયું. અક્ષય અટક્યો.

"પ્રાણેશ, આશા-નિરાશા જીવન્ત છે. પરન્તુ જગતના વિચિત્ર ચિત્રપટમાં ક્યાંક છુપાઇ રહી છે અને તેને શોધવાની આ એક કસોટી થઇ છે. પ્રત્યેક જીવનને

દૃઢ થવાની, એવી ઉત્તમ ચેતવણી આપનારી કસોટી માત્ર છે. તમે ન ગભરાઓ."

"શાન્તિ! ઓ પ્રિય શાન્તિ! અરે મારા હૃદયના વિશ્રામ! કહે હું શું કરૂં? આ લેખન-પ્રવૃત્તિમાં આર્થિક લાભ કેમ પ્રાપ્ત કરી શકું? શાન્તિ, મને આ વિટમ્બણાથી મુક્ત કર, કશીએ સ્હમજ પડતી નથી; મારી મતિ મુંઝાઇ ગઇ છે. પિતાના દુઃખો હું પાતળાં કેમ કરી શકું?"

"અક્ષય, મને એક વિચાર સુઝે છે, કહું?"

"પ્રિયા! તું નહિ કહે તો મ્હને કોણ કહેશે? તું મારૂં હૃદય છે, મ્હારો આત્મા છે, ત્હારામાં પુર્ણ વિશ્વાસ છે. ત્હને નિરખતાં મ્હારી સઘળી ચિન્તાઓ નષ્ટ થઇ જાય છે." અક્ષય ગળગળો થઇ ગયો.

"એમ શું કરોછો અક્ષય? વ્હાલા, આમ ગળગળા કેમ થાઓ છો? ત્હમે આટલો બધો ભાર આ રંક દાસી-પર ન મુકો. તે હું શે સહીશ? જુઓ સાંભળો, મારી યોજના. ત્હમારે એક નવું ઉત્તમ માસિક કાઢવું:"—

"પણ પૈસાનો આધાર?" અક્ષય વચમાં બોલી ઉઠયો.

"તમે અધીરા ના થાઓ. હું સર્વ કહું છું. એ માસિક હિન્દી સરસ્વતી કે મરાઠી મનોરંજન જેવું નીકળવું જોઇએ."

---

" અરેરે ! તેટલા પુરતા પૈસા હોય તો જોઇએ શું ?" અક્ષયે નિરાશાના નિશ્વાસો મુકયા.

"એનું કારણ એ કે તે નવીનતા બધા માણસોનું ધ્યાન ખેંચશે, મ્હને જણાય છે કે તેથી ત્હમે ગુજરાન પુરતું તો શરૂઆતમાં ખુશીથી કમાઇ શકશો."

અક્ષય તો આ બધું સાંભળી નીચું જોઇ રહ્યો. કશો જવાબ ના આપ્યો.

" આપણને પૈસાની બાબતમાં જોઇએ તેટલી રકમની મદદ, મ્હારા ભાઇ ધનસુખ આપશે." શાન્તિએ સ્ફુટન કર્યું.

અક્ષયનો ચ્હેરો, શાન્તિનું ઉપર્યુક્ત સાંભળીને કંઇક પ્રકાશવા લાગ્યો, પરન્તુ તેણે કહ્યું.

" ધનસુખને મારી અપદાઓ મ્હારાથી તો નાજ કહેવાય, અને પૈસા સમ્બન્ધી પણ હું એક શબ્દ ન ઉચ્ચારી શકું."

"તે સર્વ મ્હેં કરી રાખ્યું છે, તમે ચિન્તા ન કરો. મ્હારા ભાઇ ધનસુખ બ્હારગામ ગયેલા છે, તે બે ત્રણ દિવસમાં આવનાર છે. મ્હેં ત્હેમને પત્રમાં સઘળું લખ્યું છે. તે કબુલ થયા છે, જુઓ આ કાગળ." એટલું બોલતી શાન્તિએ અક્ષયના ટેબલપર પોતાના ભાઇનો પત્ર મુકયો.

અક્ષયે વાંચ્યો, તે દીંગમુઢ થઇ ગયો. વધારે ન બોલી

---

શક્યો. ખરેજ જગતની શાન્તિના પ્રભાવ તળે દબાઇ ગયો, પ્રિય શાન્તિને હર્ષાલિંગન આપતો દબાવા લાગ્યો. ત્હેની આંખ્યોમાંથી શાન્તિની તેજ પ્રભાના કિરણોથી આનંદાશ્રુ ખરી પડયાં.

( ૩ )

મધ્યાહ્ન થવા આવ્યો હતો એક દિવાનખાનામાં ઇલેકટ્રીક ફેન ચાલતો હતો. દિવાનખાનામાં કેટલીક ખુરશીઓ હતી. એક આરસના ગોળ ટેબલપર કેટલાક કાગળો, માસિકો, અઠવાડીકો, અને એવુંજ કંઇક બીજું અચરપચર પડેલું હતું. દિવાનખાનાની એક બાજુએ એક આરામ ખુરશીપર નાનું ટુંકીયું સફેદ ફુલ સમું મલમલનું પેરણ પહેરી પાનસોપારી આદિ મુખવાસથી ગલોફાં ફુલાવેલા ગંગાદાસ શેઠ વિચારનિમગ્ન પડેલા હતા.

" સાહેબજી શેઠ, શું વિચારમાં છો ? " એક માણસે હસતા વદને આવતાં કહ્યું. આગન્તુક બોલવામાં ચપળ હતો. દેખાવમાં પ્રભાવશાળી હતો. મુછોપર વાતવાતમાં હાથ નાખવાની ત્હેને આદત હતી.

" અલ્લો, તિમિરતારક ! 'વ્હેન ડીડ યુ કમ ?' તમે ક્યારે આવ્યા ? મારૂં તો ધ્યાનજ ન રહ્યું. તમે જુઓ છોને, મને હાલના નવીન આન્દોલનનો શોખ વધારે

લાગ્યો છે, અને આજે આ સેવકને મહેરબાનીની રાહે × × × × મળનારી ગંજાવર સભાનું સભાપતિ સ્થાન સ્વિકારવાનું ના છુટકે કબુલ કરવું પડયું છે. તેથી, 'આઇ વૉઝ થિન્કિંગ ઑાફ ધૅટ, હું તેના વિચારોમાં મશગુલ હતો, હું માનું છું કે આપ મહાશય મ્હારા તે યત્કીંચિત અવિનય તરફ ક્ષંતવ્ય દૃટિથી જોશો.' વીલ યુ નોટ?' શું ત્હમે તેમ નહિ કરો?" ગંગાદાસે લાંબુ ચલાવ્યું અને હજુ તો તે કંઇક આગળ વધે તે પહેલાં તિમિરતારક વચમાં બોલ્યો, આથી શેઠ નાઇલાજે મૌન રહ્યા.

"શેઠ, એ શું બોલ્યા?" આપ યદિ લોકરક્ષણરૂપ વિચારસાગરના તોફાની મોજાં ઉપર ઘસડાતા હો, એવા આપત્તકાળમાં મહાનુભવી આપ મ્હને ન જોઇ શકો તેમાં અવિનય તો માત્રજ છે. જયાંસુધી આપ તે કીનારા ઉપર ન પછડાઓ, ત્યાંસુધી તમારો જીવ ઉચ્ચ ભૂમિમાંજ વિહરતો હોય એ વાસ્તવિક છે." તિમિરતારકે ઠાવકે મ્હોડે શેઠને બનાવ્યા.

"તિમિરતારક, તમારા જેવા રસીક નૉવેલીસ્ટ પાસેથી હું આવા ઉન્નત 'એનસરોનીજ' આશા રાખી શકું, મ્હને અત્યારસુધી એમ જણાતું હતું કે અલંકાર એ કવિતા-રમણીનાંજ ઝાંઝરો છે, પણ તે સામાન્ય

---

એડ્રુસ બીલ્ડીંગવાળા રો. કે. આર. આમાટની જાહેર થઇ છે

વાતચીતમાં 'યુઝ' થતા હોય તો કેટલા 'નાઇસિ' લાગે, અને તિમિરતારક, 'બોલ ધો' આ મારો અધીન મત છે, તેમાં ઝ્હોળું સત્ય સમાયેલું છે, એમ તો ત્હમે કબુલ કરશોજ. જુઓ, ત્હમે એક નવલકથાકાર શીટ્રી જઇ, કવિ થવા 'ટ્રાય' કરો તો અવસ્યમેવ ત્હમે 'સકસેસફુલ' થાવજ. શું મ્હારા આ 'થૅાટસ' ત્હમને ગ્રાહ્ય નથી?"

"મી૦ દાસ," તિમિરતારક આગળ બોલે તે પહેલાં ત્હેને અટકાવીને ગંગાદાસે કહ્યું;

"નહિ તિમિરતારક! ત્હમે મ્હને બોલાવવામાં ભૂલ કરી છે, ત્હમને ખબર નથી કે હમણાં '**શ્વેતભાનુ**' એ તખલ્લુસથી હું ઓળખાઉં છું. આ સુરી યુગમાં ઉપનામ '**શ્વેતભાનુ**' ત્હમારા જેવા નવલકથાસાર અને કવિસૃષ્ટિમાં વધારે સુગમ થઇ પડે તેવું ફેન્સી છે."

"વારૂ મી૦ **શ્વેતભાનુ**! કંઇ બીજી ખબર પડી?"

"ના ભાઇ, તે શાની?"

"**વાક્‌-સ્વતંત્રતા**, નામક નવીન માસિક ગુજરાતી સાહિત્યદ્વારાએ બહાર પડનાર છે અને તેમાં અંધશ્રદ્ધાળુઓપર કેટલાક માનભીખારીદાસો પોતાની સ્વચ્છંદી જીંદગી જોહાકેમીથી, પૈસાંના મદમાં, ગરીબો પ્રત્યે બતાવવામાં આવતી બેપરવાઇ કેવી રીતે ગુજારે છે અને ખરૂં લોક

હિત નેતૃત્વને લજાવતા શરમાવતા નકલીઆતોનો જે રાફડો ફાટી નીકળ્યો છે તેનું યથોચિત્ દિગ્દર્શન **વાક્-સ્વતંત્રતાના** ઉમદા વાજીંત્રથી જનસમાજમાં કરાવશે, અને ખરૂંજ સત્ય, અને દેશભકિત પ્રત્યે અચળ શ્રદ્ધાવાન કોણ હોઇ શકે, વિગેરેનું અચુક રહસ્ય પ્રસરાવશે "

"તેના ઉત્પાદક કોણ છે?'

"અક્ષય."

"અક્ષય! ઓ તિમિરતારક! શું અક્ષય તરફથી તે નીકળનાર છે?' આશ્ચર્યતામાં શ્વેતભાનુ બોલ્યા.

"હા, તેમાં આશ્ચર્ય થવા જેવું શું છે?"

"તે તો તદ્દન ગરીબ છે. પૈસાથી બેનસીબ છે. ત્હેને વળી આવું કયાં સુઝયું?"

"હું પણ જાણું છું કે તે ગરીબ છે અને જરા ભેજાનો ચસ્કેલ છે, પરન્તુ મ્હેં તો ત્હેને યોગ્ય સલાહ આપી હતી"

"યેસ આઇ મીન,' તે બ્રુટ અક્ષય સ્હેજ પાગલ પણ છે, જો કે તદ્દન સાદો અને સીધો છે પરન્તુ દુનિયા એણે જોઈ નથી. જો માસિક નીકળે તો કંઇક આપણને હરકત ખરીને?"

---

"શેઠ, આપણને નહિ, પરન્તુ ત્હમનેજ." તિમિરતારકે સ્ફોટ કર્યો.

"યુ ડોન્ટ નો હીમ, મી. તિમિરતારક, પરશનલ વીઝીટ મ્હેં ત્હેને થોડુંક થયાં આપી હતી. ખરેજ તે અચળ સત્યવક્તા તો છેજ, એટલે કંઇકની પોલ ખુલ્લી થશે, માટેઃ-"

"ખરૂંસ્તો, શેઠ, પણ હવે તેનું કરવું કેમ? મ્હારા જેવો ગરીબ તો કંઇ કરી શકે નહિ, પરન્તુ ત્હમે શ્રીમંતો તો ઇચ્છાનુસાર વર્તી શકો ખરા અક્ષયનું **વાક્-સ્વતંત્રતા** ત્હમારા જેવા શ્રીમંતોના પોત ખુલ્લાં કરી ઇજ્જતના ગધેડાં સુકી રેતીમાં લીલામ કરે તેવું અપમાન શ્રીમંતો કેમ સહન કરી શકશે?"

"ધૅન વૅાટ ડુ આઇ સે?' ત્યારે હું શું કહું છું? તિમિરતારક, મ્હારે ત્હેને પાયમાલ કરવો છે. તે પુઅરને રૅચેડ કરવો જોઇએ. તે આગળ વધી શકેજ કેમ? 'હીઅર મી,' તે ગરીબ છે, પરન્તુ મ્હારે ત્હેને 'કુવાઇટ' ગરીબ બનાવવો જોઇએ."

"મ્હારૂં મત પણ તેજ છે." તિમિરતારક ગણુગણ્યો. ત્હેણે શેઠના કાનમાં કંઇક કહ્યું.

ના, ના, આમ થાય તો ઠીક નહિ, વખતે વાત

ખુલ્લી થાય તો સપડાઇ જવાય પછી શું ?" ગંગાદાસ કંઇક ડગ્યા

"ત્હમારી સંમતિ ફક્ત મ્હને પૈસાના સમ્બન્ધમાં જોઇએ છીએ. બીજું તો હું સંભાળી લઇશ."

"તિમિરતારક, જો હીંમત કરતા હો તો પૈસાની સઘળી મદદ હું આપવા તૈયાર છું."

( ૪ )

શાન્તિ ! ઓ શાન્તિ દીકરી ! તું તો હવે પરણી એટલે મ્હને સમુળગી ભૂલી ગઈ, જાણે ઓળખતીજ નથી." એક ઉમ્મરે પહોંચેલી આધેડ જણાતી સ્ત્રીએ ભુલેશ્વર કબુતરખાના પાસે ફીરંગીના દેવલ નજીક ગાડીમાં ચડતાં કહ્યું.

"ડોસીમા, માફ કરજો. મ્હને જરાએ ઓળખ પડતી નથી. બહુ વખત થયાં સાસરામાં રહું છું, તેથી ભૂલી જવાયું હશે." શાન્તિએ ચકિત થતાં કહ્યું.

"હા દીકરી ! ભૂલી શે ના જવાય. હુંએ જ્યારે તારા જેવડી હતીને, તે વખતે બચ્ચું, રસીયાના રસમાંજ રમ્યા કરતી હતી અને શુદ્ધબુદ્ધ સર્વે ભૂલી જતી. ત્હારી માનું નામ તો પ્રભાવતીને ? હું અને ત્હારી મા બન્ને સગી બ્હેન કરતાં અધીક પ્યાર એક બીજામાં રાખતા હતા, એવું સહીપણું બંધાઇ ગયું હતું કે દેવદર્શન, મરણ

જમણુ, ન્યાત જાતમાં સાથે ને સાથે જતાં હતાં, પછી તો મ્હારે મુંબઇ આવવું પડયું ત્યારેજ હમે વિખુટાં પડયાં, પણ મ્હેં જ્યારે ત્હારી મા મરી ગઇ, એવું સાંભળ્યું ત્યારે હાય દીકરી ! હું ત્હને શું કહું, ખાવું પીવું, હરવું ફરવું મુદ્દલ ગમ્યું નહિ, અને ઘરના એક ખુણામાં બેસી પોશ પોશ આસુંડા રોજ ખેરવતી. જતે દહાડે મ્હને ખબર પડી કે તું અહીં આવી છે એટલે જીવને ટાઢક વળી કે કોઇને કોઇક દહાડે મ્હારી સહીની દીકરીને મળાશેજ. ” આટલું બોલતાંમા બીચારી ડોશીથી રડી દેવાયું. આવું દયાર્દ્ર ચિત્ર જોઇને પોતાની માતાનું સ્મરણ શાન્તિને તાજું થઇ આવ્યું. તેની આંખ્યોમાં પાણી ભરાઈ આવ્યું. ફરી ડોશી બોલી.

" બેટા, રો નહિ. સુખ દુઃખ કોનું ટકયું છે ? સૌ વ્હેલું મોડું જવાનું છેજ. માટે હવે ગમ ધર. રણછોડ-રાયજીની મ્હેરથી સૌ સારૂં થશે. રડ નહિ, દીકરી. ” ડોશીએ શાન્તિના માથે હાથ ફેરવતાં કહ્યું.

" ડોશીમા, ત્હમારૂં નામ ઠામ તો બતાવો. ફુરસદે હું ત્હમારે ત્યાં આવ્યા કરીશ. ” શાન્તિએ કેડેથી રૂમાલ કાઢી મ્હોડું સાફ કરતાં પૂછ્યું.

" દીકરી, આટલી એંધાણી આપું છું તોયે નામ

પૂછે છે? બહુ ભુલકણી દેખું, મ્હારૂં નામ ઝબકબાઇ, ચાલ આ ગાડીમાં બેસી જા."

"ના માશી, ઘરમાં હજુ ઘણું કામ પડયું છે. જુઓની આઠ તો વાગી ગયા.'

"વાર નહિ લાગે, મ્હારૂં ઘર જોઇને પાછી ગાડીમાં ત્હારે ઘેર જજે."

"ડોશીનો આવો આગ્રહ જોઇ શાન્તિથી ના કહેવાઇ નહિ. શાન્તિ ગાડીમાં બેસી ગઇ. ગાડીવાનને ઝબક ડોશીએ બંગલે હાંકવાનું કહ્યું.

( ૫ )

સ્હવારના નવ સ્વાનવનો સમય હતો, અક્ષય ઘરમાં કંઇક લખતો હતો, તે વખતે તેની માતા સરસ્વતી અક્ષયની પાસે આવીને બોલી:—

"અક્ષય! શાન્તિ સ્હવારની દર્શન કરવા ગઇ છે. હજુ સુધી આવી નથી, ઘરનું કામકાજ એમજ પડેલું છે."

અક્ષય લખવાની ધુનમાં હતો. બરોબર સાંભળી શકયો નહિ, પરન્તુ "શાન્તિ હજુ સુધી આવી નથી." એટલુંજ એનાથી સંભળાયું. તે એકદમ ચમકયો. "હેં! શું? ત્હેને ગયે તો દોઢ બે કલાક થઇ ગયા છતાં પાછી આવી નથી?" અક્ષય ગભરાયો.

"ગભરા નહિ બેટા, વખતે વાર પણ થાય, હું તો

---

એદુસ બીલ્ડીંગમાં ડૉ. કે. આર. આમાટજ કરે છે.

ત્હેને રહેજ ખબર દેવા આવી." અક્ષયની માતાએ જણાવ્યું.

"ના માજી, આજ તે એકલી ગઈ છે તેથી ફીકર તો થાયજને!"

"અક્ષય, તે રોજ તો હમારી સાથે આવે છે, આજે ત્હારા બાપુને ઠીક નથી તેથી મ્હેંજ ત્હેને મોકલી હતી, પણ આટલી બધી વાર!"

અક્ષય પોતાના કાગળો જેમના તેમ રહેવા દઈ એકદમ ઉઠયો અને પોતાના પિતા પાસે બેબ્હાકળો ગયો. ત્હેના પિતા તો પથારીમાં સુતા સુતા જાગતા હતા. ત્હેમણે અક્ષયનું નિસ્તેજ વદન ભાળ્યું અને બોલ્યા.

"અક્ષય, આમ ગભરાયેલો કેમ?"

"બાપુ, શાન્તિ કયાં? દર્શન કરીને હજુ પાછી આવી નથી." અક્ષયની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં.

"તું શું કહે છે? એ ભલી દીકરી કયાંએ જાય એવી તો છેજ નહિ, અને આ શું?"

અક્ષયના પિતાનું શરીર ઠીક નહોતું છતાં એકદમ ઉઠયા. ઘરમાં સઘળે જોયું. ઘર બ્હાર "શાન્તિ! શાન્તિ!" એમ ઘણીક બુમો પાડી, પણ સર્વત્ર શાન્તિ જણાઇ. આમને આમ અગીયાર સાડાઅગીયાર વાગી ગયા,

---

છતાં અક્ષયની, અરે ! ગરીબ નિર્ધન લેખક અક્ષયની શાન્તિ તો ક્યાંયે જણાઇ નહિ. આખરે અક્ષયના પિતાએ અક્ષયને પોલીસ ચોકીપર આ બાબતની ખબર આપવા મોકલ્યો. બિચારો અક્ષય ! શાન્તિહીન હૃદયે રૌદ્ર-દશામાં પોલીસ ચોકીપર જઇને ઉપર્યુક્ત ખબર દઇ આવ્યો.

( ૬ )

" શાન્તિ, તું નહિજ માને ? ત્હારા આધારે ત્હારૂં ગરીબ કુટુમ્બ તવંગર થાય, એ શું તું ઇચ્છતી નથી ? તું જાણે છે કે મ્હારો દોર દમામ ત્હને પુષ્પસૈયામાં રાખશે. ત્હારા નિર્ધન અક્ષયને તાત્કાલિક તવંગરી બક્ષશે. શું અક્ષય સુખી થાય તે જોવા તું અધીરી થતી નથી ? ત્હેના ગરીબ અને વૃદ્ધ માતાપિતા પૈ પૈ માટે તરફડે છે, ત્હેમને શાન્ત કરવા તું ઉત્સુક નથી ? " આમ બોલતો ગંગાદાસ પોતાના બંગલામાંના એક ખંડમાં શાન્તિની પાસે બેસી ત્હેને સ્હમજાવતો હતો.

' ત્હમે એક સફેદ ઠગ છો. બ્હાર તો ત્હમારા નામપર લાખો લોકો વારી જાય છે. ખરેજ, તે લોકો અંધ શ્રદ્ધાળુ છે. આંતર્જીવનથી બેમાહીત છે. ગંગાદાસ, ત્હમારૂં આ વર્તન જાહેર જીવનને એબ લગાડનારૂં છે. લોકરક્ષણના નિયમને વખોડનારૂં, વગોવનારૂં છે. નામાંકિત

---

એદ્રુસ બીલ્ડીંગવાળા રો. કે. આર. આમાટ બીન હરીફ છે.

થઇને નામકલંકી ન બનો." શાન્તિ વધારે કંઇ ન બોલી.

"આખા હિન્દુસ્તાનમાં પ્રવૃતિને પામેલા નવીન આન્દોલનને ઝુકાવનારની સંખ્યાના હમે અગ્રગણ્ય છીએ. લોક-સમુહમાં હમારી વાહ! વાહ!! એજ હમારા હૃદયની અને કાર્યની કુશળતા જગજાહેર છે. હમારી લાગવગ બહોળી છે. હમારી × × × × × સંસ્થામાં હજારો માણસો હમારી હા અને ના પર જીવે છે. હમારા માટે પોતાના પ્રાણની પરવા ન કરે તેવી હમારામાં ત્હેમની અચળ શ્રદ્ધા છે, જો અક્ષયને સુખી અને ઉન્નત શીખરે ચઢેલો ત્હારે જોવો હોય તોઃ-"

"બસ, ગંગાદાસ, કરો ત્હમારી તે કાતીલ જબાનને બન્ધ, ત્હમારાપર મરી ફીટનાર, ત્હમારામાં નિષ્કામ અચળ શ્રદ્ધા રાખનાર લોક-સમુહના વિશ્વાસનો આમ દુરૂપયોગ! એ બુદ્ધિહીન ગંગાદાસ! સ્હમજો કેઃ—

**મઝા કરતાં ભલે ઘુવડ, બીચારાં અંધ રાત્રીમાં,**
**થશે જયાં સુર્યનો ઉદય, વસવું પડશે જઇ વેરાનમાં.**

શું મ્હારા અક્ષયને હું આજ રીતે ભ્રષ્ટતામાં સુખી અને ઉન્નત કરવાનું સાધન થઇ પડીશ? નહિ. નહિ! અરે નીચ ગંગાદાસ! સ્વપ્ને પણ તે આશા રાખીશ નહિ.

---

ઓ પ્રભુ ! આવા દેશાંગાર નરરાક્ષસોના પાતકી પઝામાંથી હું અબળાને મુકત કરનાર તુંજ છે."

"શાન્તિ, એ શિવાય બીજો એકે રસ્તો અક્ષય માટે છેજ નહિ. તું હઠીલી ના થા. માનીશ તો અક્ષય અને તું બન્ને મ્હારા બંગલામાં એક બાજુએ સુખી રહો તેવો બન્દોબસ્ત આજેજ થઇ જશે અને અક્ષય પણ આજેજ મોટરનો માલીક થશે. વળી હમારી × × × × × સંસ્થાના એક માનપદપર ત્હેને ગોઠવી દેવામાં આવે. એ સઘળો કાર્યક્રમ ત્હારી હા કે ના પર અવલંબેલો છે. ગરીબાઇ તુર્તમાં નષ્ટ થઇ જશે. શ્રીમંતાઇનું પાસું અક્ષય સેવશે. શાન્તિ તું જાણે છે કેઃ—

**પ્રથમ છે પૈસો પોતે સુખી થાવાને,**
**પ્રથમ છે પૈસો અણુમોલ મોજ ઉડાવાને.**
**પ્રથમ છે પૈસો દુનિયા આખી ઝુકાવાને,**
**પ્રથમ છે પૈસો કિર્તિ જયોત ઝગાવાને.**
**પ્રથમ છે પૈસો પરદુઃખ હઠાવાને,**
**પ્રથમ છે પૈસો અમર નિજ નામ થાવાને.**

માટે આ જગતમાં પૈસા વગર જીવવું વૃથા છે તો બોલ, જણાવ ત્હારી અંતિમેચ્છા.

" ગંગાદાસ હવેજ મ્હને ખબર પડી કે તે દુષ્ટ,

---

ઝમકબાઇ મ્હને અહીં લાવનાર ત્હારૂં હથીઆર હતી. લોકરક્ષીને બદલે લોકભક્ષીના કાળા ઝભામાં સંતાયેલા શેતાન! આમ હમારા જેવા ગરીબોની લાજ લુંટવાને પૈસાના લોભીઓને વશ કરવામાં તું ત્હારૂં કર્તવ્ય સ્હમજે છે? પરન્તુ તું ભુલે છે. ત્હમારા જેવા શ્રીમંત ગણાતા કેટલાક કુટુમ્બોમાંના શેઠીયાઓ પરસ્ત્રીઓપ્રતિ કુતરાની માફક ભાટકાં મારે છે અને પોતાનીજ પત્નિ ઘરના ઘાટી, ઘોડાવાળાઓ કે પછી રસોઇઆઓથી વ્યભિચારની ધોરમાં ગંધાય છે, તેની કુળનાશક કુટલા માફક મ્હને ન સ્હમજ.

મોટર અને ગાડીઓમાં, હું કદી ફરનાર નથી;
તુજ વૈભવોને તુચ્છ ગણતાં, અક્ષય કદી ડગનાર નથી.
જાહોજલાલી ત્હારી આ, મુજ શીયળ પાસે છે વૃથા.
તે શીયળ માટે હું ખમીશ, અસંખ્ય આવે આપદા.

શાન્તિ આગળ બોલે તે પહેલાં ગર્વિષ્ટ ગંગાદાસ ક્રોધમાં ઉછળ્યો:—

"શાન્તિ! ત્હને સ્હમજ નથી કે આ કોની સ્હામે બોલે છે? તું જાણે છે કે હમારૂં કાર્ય જગત આગળ વાહ! વાહ!! પોકરાય છે, જો તું સીધી રીતે માની જાય તો હમારી માફક અક્ષય પણ લોકબત્રીશીથી ધન્ય!

---

ધન્ય ! અને વાહ ! વાહ ! ના ઉદ્ગારો ટુંક વખતમાં કઢાવશે અને ઘણાજ થોડા સમયમાં અક્ષયની ગણત્રી હમારા જેવા તવંગરોમાં થશે. પૈસે ટકે અક્ષય આબાદના ઉચ્ચ શીખરે પહોંચશે. દુનિયામાં ધનવાન થવાનો આ એક તહમારો ચાન્સ છે. જો કે પ્રથમ દેખીતું સ્હેજ તિરસ્કારપાત્ર પોતાને થવું પડે છે પરંતુ ભાવિની જીંદગીમાં અલભ્ય લાભો સધાય છે અને ત્હેને આધારે પ્રથમની થયેલી સ્હેજ ભૂલના પ્રાયશ્ચિત માટે લખ લુટ દોલતનો સદુપયોગ કરતાં વાર લાગતી નથી. આથી કરેલું સ્હેજ અપકૃત્ય નાશ પામે છે અને ઉચ્ચ શ્રેણીમાં અવાય છે માટે જો આ જગતમાં જીવ્યાનું કંઈક સાર્થક કરવું હોય તો કોઇપણ પ્રકારે પૈસા મેળવવાજ જોઇએ. પછીથી સઘળા રસ્તાઓ સુગમ જણાય છે, બસઃ—

જમાવો જર બહુ ઝાઝા, પૂસાવી કંઇકને જગમાં;
કમાવી ખુબતો નાણું, દીપાવો નામ આ જગમાં.

માટે આવેલી અનપ્રયાસે આવી ઉત્તમ તક ન ગુમાવ. હું જાણું છું કે મ્હારો આ વૈભવ, મોટર ગાડીઓનો ઠાઠ તેમજ નોકરચાકર બાગબગીચા અને બંગલાઓનો

---

પૂર દોરદમામ જોઈતું લલચાતી હોવીજ જોઇએ, પરન્તુ એકાએક હા કહેતાં લજાય છે. ગભરા નહિ. હું તેવું ઉતાવળું પગલું ભરીશ નહિ. મ્હને પણ રહેજ અક્કલ છે. તું શાન્ત-ચિતે વિચાર કર. હું જરા બ્હાર જઈ આવું. " એમ કહી ગંગાદાસ દિવાનખાનું બ્હારથી બન્ધ કરી ચાલી ગયો.

શાન્તિને શું વિચાર કરવાનો હતો? જે વિચાર હતો તે ફકત ત્હેના શીયળનોજ, કે જે શીયળની કીંમત આંકવાને શ્રી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ પણ મુંઝાય છે. તેવા બહુમુલ્ય શીયળને પ્રાણાન્તે જાળવી, અખંડિત રાખવાનો જ્વલંત વિચાર દૃઢ હતો. આથી ત્હેણે ચોતરફ દૃષ્ટિ કરી, તો એક ખુણામાં ન્હાનકડા ગોળ ટેબલપર કેટલાક કાગળો અને પેનસીલ જોઇ, તુરત શાન્તિ તે તરફ ગઇ અને કંઇક લખવા માંડયું. લગભગ પાએક કલાકથી વધુ વાર સુધી આસ્તે આસ્તે લખ્યા કર્યું. શું અને કોનાપર તે લખ્યું તે શાન્તિએ પોતાના હૃદયની અશાન્તિને લઇને ખુલ્લું કર્યું નહિ. પત્ર પુરો થયો અને ગડી વાળવા લાગી તેટલામાં દિવાનખાનાનું દ્વાર ખખડયું, એજ પળે શાન્તિએ તે પત્રને ગમે તેમ વાળીને ચોળીમાં સંતાડી દીધો દિવાનખાનું ઉઘડયું અને ગંગાદાસ આવતાં આવતાંજ બોલ્યો.

" કેમ શાન્તિ! કયા વિચારપર આવી? સુખના

ઉગતા સુર્ય પર કે દુઃખના અસ્ત થતા ચંદ્રપર ?"

"એ નરપીશાચ ! મ્હારો વિચાર ફરી ફરીને પૂછે છે ? શું હું ત્હારા વિલાસ-વૈભવમાં લલચાઇશ ? પાપીષ્ટ, કંઇ સ્હમજ, ત્હારી આ લક્ષ્મિ, ભોગવિલાસો ત્હારી સાથે આવનારા નથી. જ્યાંના ત્યાં પડી રહેશે, ફરીથી કહું છું, એ અજ્ઞાની ઉંદર ! સાંભળ, મ્હારા અક્ષયની વાણી-

**હજારો દાસ લક્ષ્મિના, ગયા છે હાથ ખાલી લઇ,**
**વિલાસોમાં વિહરનારા, ગયા છે હાથ ખાલી લઇ;**
**હજારો હુકમ કરનારા, ગયા છે હાથ ખાલી લઇ,**
**ઘમંડી માનવાલાઓ, ગયા છે હાથ ખાલી લઇ;**
**હજારો જુલ્મ ગુજારી, ગયા છે હાથ ખાલી લઇ,**
**રહયું છે સર્વ જયાંનું ત્યાં, ગયા છે હાથ ખાલી લઇ;**
**ગયું છે સાથમાં માત્ર, સારૂં કે નઠારૂં કૃત્ય,**
**સ્હમજ એ મુંઢ અજ્ઞાની, ખરે છે નિંદ્ય આ કૃત્ય."**

"શાન્તિ ! શાન્તિ ! ! જેમ જેમ હું નરમ થાઉં છું તેમ તેમ તું ગરમ થાય છે. એ બેશરમ ! હું હમણાજ ત્હારૂં ગુમાન ઉતારૂં છું.

**નહિ માને ગુમાની તો, મનાવીશ જોરજુલમથી;**
**કરીશ બસ શાન્ત હૃદયને, ઉડાવીશ મોજ સીતમથી.**

---

બીલ્ડીંગમાં ડૉ. કે. આર. આમ્રાદ બેસાડવામાં ફતેહ પામ્યા છે.

"બોલ કોણ છે ત્હારૂં અહીં હાજર ?" આમ બોલતો ગંગાદાસ શાન્તિને પકડવા ત્હેનીપર ધસ્યો. તત્ક્ષણ શાન્તિએ પોતામાં રહેલા સઘળા બળથી ગંગાદાસને એવા તો જોરથી ધક્કો માર્યો કે નિમિષમાં તે જમીનપર એક મોટા ધબાકા સમેત પટકાઈ પડયો. આવી ઉમદા તકનો શાન્તિએ લાભ જવા દીધો નહિ. એકજ પળના વિલંબે જેમ વાઘના શીકારમાંથી મૃગ નાસી છુટે તેમ વિધુત માફક શાન્તિ દિવાનખાનામાંથી નાઠી, અને ભયમાંને ભયમાં તે બંગલાની સ્હામે જણાતા સમુદ્રના પવિત્ર જળમાં જઇ પડી.

પાઠક, કૌટિલ્ય કળાબાજના કાળાં કૃત્ય માટે અફસોસ કર, અને અધુરી રહેલી જીજ્ઞાશાને દ્વિતીય સંગપર લંબાવ.



## પ્રથમ સંગ સમાપ્ત.



# અગાઉથી મુબારક નામાવળી.

શ્રીયુત, વિનોદ.

,, મોહનલાલ કરમચંદ શાહ.
,, વછાલાલ જમનાદાસ શાહ.
,, વત્સરાજ રામજી શાહ.
,, નટવરલાલ ત્રિભુવનદાસ શ્રોફ.
,, ચીમનલાલ અમથાભાઈ શાહ.
,, ડાહ્યાભાઇ ઇશ્વરભાઇ પટેલ.
,, ડાહ્યાભાઈ વેરીભાઇ પટેલ.
,, કાન્તિલાલ હીરાલાલ બક્ષી.
,, કનૈયાલાલ ત્રિભોવનદાસ મરચન્ટ.
,, ભગવાનદાસ મંગળદાસ જાગીરદાર.
,, ભોગીલાલ છગનલાલ માસ્તર.
,, કરસનદાસ ઓધવજી શામતેરવાળા.
,, છગનલાલ ભગવાનદાસ પારેખ.
,, મોતીલાલ ખીમચંદ શાહ.
,, કાસમભાઈ પ્રેમજી નેણશી
,, અલારખીયા સોમજી ભીમડીવાળા.
,, છગનલાલ વનમાલી ગાંધી.

શ્રીયુત, રતનલાલ બી. દલાલ.
,, મોહનલાલ પાનાચંદ શાહ.
,, નાથાલાલ રાઘવજી શાહ.
,, નિર્ભયરામ જશરાજ શાહ.
,, જીવરાજ જેતશી શાહ.
,, હરજીવનદાસ જેરાજ શાહ.
,, મણીશંકર હરીરામ જાની.
,, મુળશંકર ગણપતરામ વ્યાસ.
,, કલ્યાણજી મુલજી આરીના ભરતવાલા.
,, ચીમનલાલ મગનલાલ શાહ.
,, નાનાભાઇ દ્વારકાદાસ વકીલ.
,, રામજી પરશોત્તમ જોશી કરાચીવાલા.
મેસર્સ જાલભાઈ જહાંગીરજી એન્ડ કંપની.
,, ઠાકોરદાસ ચુનીલાલ એન્ડ કંપની.
શ્રીયુત્ માણેકલાલ શામજી ત્રીવેદી.
,, તાપીશંકર દામોદર ઠાકર.

---

# અજબ માયા

## શાહ, ગુલાબચંદ એન્ડ કરસનદાસના ફેન્સી અપટુડેટ શોરૂમમાં સમાયેલી છે.

---

કારણ કેઃ—ન્યુ ચર્નીરોડપર વંદ્રાવન મેનશનમાં જેન્ટલમેનના બરનો તદ્દન નવીન જાતનો ઉત્તમમાં ઉત્તમ ગરમ, સુતરાઉ, રેશમી કાપડનો મોટો જથો મુંબઈની શોખીન પ્રજાની સેવામાં હાજર રાખેલો છે જ્યાં કોઇબી વખતે ગરીબ, તવંગર, નાનું પાંચ વરસનું બાલક, યા મોટા આદમી માટે એકજ કીફાયત ભાવ રાખ્યા છે.

માત્ર જ્યારે પણ ચોપાટીની સહેલગાહે સવારે કે સાંજે ફરવા નીકળો તે વારે જરૂર એક ડોકીયું ઉપલે મથકે કરી જજો.

